Research Paper | Education | E-ISSN No : 2454-9916 | Volume : 9 | Issue : 7 | July 2023



# "ગુજરાતનાં ઇતિહાસલેખનમાં પૂ. કે. કા. શાસ્ત્રીજીનું પ્રદાન"

ડૉ. હેતલ ગીરીશભાઈ વાઘેલા

'વિદ્યાવાચસ્પતિ', 'દધીચી સાક્ષર' તરીકે જાણીતા મહામહિમોપાધ્યાય કેશવરામ કાશીરામ શાસ્ત્રીનો જન્મ 28 જુલાઈ, 1905 માં સૌરાષ્ટ્રમાં માંગરોળ ખાતે થયો હતો. તેમના પિતા કાશીરામ કરશનજી શાસ્ત્રી પાઠશાળાના શિક્ષક હતા અને માતા દેવકીબહેન ધાર્મિક હતા. કે.કા. શાસ્ત્રીએ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માંગરોળમાં લીધું હતું. ઈ.સ. 1922માં મુંબઈ યુનિવર્સિટીમાંથી મેટ્રિક થયા હતા. પછી ઉચ્ચ શિક્ષણ લેવાનું બન્યું નહોતું. પરંતુ, બાળપણથી જ સંસ્કૃતના અભ્યાસી, અભ્યાસ પ્રત્યેનો ઊંડો ખંત, વિષયનું ઊંડાણપૂર્વકનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છાને કારણે ઉત્તમ કોટિના અધ્યાપક, ભાષાવિદ્ અને ઇતિહાસકાર બની શક્યા હતા.

કેશવરામ કાશીરામ શાસ્ત્રી માત્ર ગુજરાતમાં જ નહીં પરંતુ સમગ્ર ભારતના વિદ્વાનોમાં જાણીતા વિદ્યાવાચસ્પતિ બહુવિધ પ્રતિભા ધરાવતા ઉચ્ચકોટિના વિદ્વાન હતા. તેમજ ગુજરાતી તથા સંસ્કૃત ભાષાના પ્રખર પંડિત હતા.[1]

કે.કા. શાસ્ત્રી માંગરોળમાં શરૂઆતમાં 'માંગરોળ પ્રિન્ટિંગ પ્રેસ' માં કંઈક શીખવાના હેતુથી થોડો સમય બેસવા જતા, ત્યારે ત્યાંથી જ કમ્પોઝિંગ અને ટ્રેડલ પ્રિન્ટિંગ શીખી લીધેલું અને ત્યાં 24 દિવસ નોકરી પણ કરી હતી. પછીથી માંગરોળ પાસે આવેલા ચંદવાણા ગામમાં એક વર્ષ શાળા પણ ચલાવી હતી ત્યાંથી તેમની શિક્ષક તરીકેની કારકિર્દીનો પ્રારંભ થયો. ઇ.સ. 1923 માં માંગરોળની સંસ્કૃત પાઠશાળામાં ખંડ સમયના અધ્યાપક તરીકે જોડાયા હતા.

ઈ.સ. 1925 થી માંગરોળમાં પોતે જે શાળામાં અભ્યાસ કર્યો હતો તે (કોરોનેશન હાઈસ્કૂલમાં) શાળામાં ઇ.સ. 1935 સુધી (11 વર્ષ) કાર્ય કરી નિવૃત્ત થયા હતા. ઈ.સ. 1936 માં માંગરોળથી અમદાવાદ આવીને "પ્રજાબંધુ" દૈનિકના મદદનીશ તંત્રી બન્યા. ઇ.સ. 1937 માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં ખંડ સમયના મદદનીશ તરીકે જોડાયા. ઈ.સ. 1939 થી એમ.એ. ના આધ્યાપક તરીકે અને ઇ.સ. 1943 થી ક્યુરેટર તરીકે પણ સેવા આપેલી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં ઈ.સ. 1958 સુધી અધ્યાપન કાર્ય કર્યું. ઈ.સ. 1958 થી 1961 સુધી L.D. Institute of learning and Research માં રિસર્ચ પ્રોફેસર તરીકે કાર્ય કર્યું. સાથો-સાથ ઈ.સ. 1952 થી ભોળાભાઈ જેશિંગભાઇ વિદ્યાભવનમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય ચાલુ જ હતું. ઈ.સ. 1961 થી 1970 દરમિયાન તેઓ બી.ડી. આર્ટસ કોલેજમાં પણ અધ્યાપક તરીકે થોડો સમય રહ્યા હતા. ઇ.સ. 1938 ના વર્ષમાં ગુજરાત સાહિત્ય સભાના મંત્રી અને પ્રમુખ પણ બન્યા હતા. ઇ.સ. 1955 થી પીએચ.ડી. ના માર્ગદર્શક તરીકે ગુજરાત યુનિવર્સિટીમાંથી 16 અને એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિવર્સિટીમાં 3 વિદ્યાર્થીઓએ પીએચ.ડી. ની પદવી મેળવી હતી.[2]

કે.કા. શાસ્ત્રીજીએ પોતાની કારકિર્દીની શરૂઆત એક શિક્ષકથી શરૂ કરી અને પીએચ.ડી. ના માર્ગદર્શક સુધીની સફરમાં તેમણે પોતાનું સંપૂર્ણ કામ નિષ્ઠાપૂર્વક કરવાની સાથે લેખનકાર્ય ચાલુ જ રાખ્યું હતું. જે તેમના જ્ઞાનની ક્ષિતિજોનો વિસ્તાર પરિચય આપે છે.

કે.કા. શાસ્ત્રીજી કોઈ યુનિવર્સિટીની માસ્ટર કે પીએચ.ડી. ની ડિગ્રી પણ ધરાવતા ન હતા કે સંશોધનની કોઈ પદ્ધતિસરની તાલીમ પણ લીધી ન હતી. છતાં પણ તેઓ એક મોટા ગજાના સાહિત્યકાર અને ઇતિહાસકાર રહ્યા. તેમાં તેમનો ઇતિહાસનો શોખ-અભિરુચિ, પોતાની તમામ શક્તિઓ વાંચન અને લેખન પાછળ ખર્ચવી, વિદ્વાન વડીલો અને મિત્રોનો સંગ મૂળ કારણભૂત ગણાવી શકાય.

ભો.જે. વિદ્યાભવનમાં કે.કા. શાસ્ત્રીના અધ્યાપક તરીકેના કાળમાં ગુરુવર્ય ડૉ. રસિકલાલ છોટાલાલ પરીખના સાંનિધ્યમાં ઇતિહાસ પ્રત્યેની વિશેષ રુચિ રહી. પાટણમાં ડૉ. શંભુપ્રસાદ દેસાઈ અને ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી જેવા મિત્રો સાથે મળીને ઇતિહાસ વિષય પ્રત્યે વિશેષ રસ જાગૃત થયો હતો. "પથિક" માસિકના એક સમયના તંત્રી શ્રી માનસંગજી બારડ સાથે ઈ.સ. 1965 માં શાસ્ત્રીજીનો સંપર્ક થયો હતો.

સંશોધન એ શાસ્ત્રીજીનો પ્રિય વિષય છે. હેમચંદ્રાચાર્યના 'અપભ્રંશ વ્યાકરણ' નો સમજૂતી સાથેનો ગુજરાતી અનુવાદ તેમણે તૈયાર કર્યો છે. શાસ્ત્રીજીની સંશોધક તરીકેની પ્રતિભાની નોંધ ગુજરાતના અનેક વિદ્વાનોએ લીધી છે.

કે. કા. શાસ્ત્રીએ 240 થી પણ વધુ ગ્રંથો લખ્યા છે તેમજ 1500 જેટલા સંશોધન લેખોમાં પ્રદાન આપ્યું છે.[3] સંશોધન-સંપાદનકાર્ય નિમિત્તે શાસ્ત્રીજીએ ખેડેલા પ્રવાસો અને અભ્યાસનોંધની ઉપનીપજ રૂપે ઐતિહાસિક મહત્વ ધરાવતા સ્થળો વિશે એમણે લેખો-પુસ્તકો લખ્યા છે. એમાંના 'વલ્લભાચાર્યજીનું જીવનચરિત્ર અને પુષ્ટિમાર્ગમાં તેમનો ફાળો', 'સંશોધનના માર્ગે', 'સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ-1 : માંગરોળ અને સોરઠ' (1967), 'ધુમલી : રાજકીય અને સંસ્કૃતિક' (1982), 'પ્રાચીન ભારતીય શાસનતંત્ર' (1997), 'અતીતને આરે' (ઇતિહાસ-પુરાતત્વનો લેખસંગ્રહ), 'ઇતિહાસની આરસી' મહત્વના છે. શાસ્ત્રીજીએ ભારતીય મંદિર-સ્થાપત્ય, બુદ્ધનિર્વાણ, સમ્રાટ અશોકનો રાજ્યકાળ, પાટણનું સહસ્ત્રલિંગ તળાવ, મોઢેરાનું સૂર્યમંદિર અને કુમારપાળના શિલાલેખ વિશેનું સંશોધનકાર્ય પણ કર્યું છે. એમની વિદ્યાપ્રીતિ અને સાહિત્યના સ્વાધ્યાયનું ગુજરાતે સ્વાગત અને ગૌરવ કર્યું છે.[4]

પૂ. કે.કા. શાસ્ત્રીએ વિપુલ પ્રમાણમાં ઐતિહાસિક સંશોધન કર્યું છે. તેમણે ભારત અને ગુજરાતના સાંસ્કૃતિક અને રાજકીય ઇતિહાસને સમજવાનો પ્રયાસ કર્યો છે.

ઈ.સ. 1947માં માત્ર મેટ્રિક્યુલેટ હોવા છતાં તેમના જ્ઞાનને કારણે 'પ્રોફેસર' તરીકેનું સ્થાન માંગ્યા વગર મળ્યું હતું. ઈ.સ. 1949 માં ગુજરાત યુનિવર્સિટીનો આરંભ થતાં ઈ.સ. 1955માં ગુજરાતી વિષયમાં પીએચ.ડી. ના વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપવાની માન્યતા મળી. મહામહિમોપાધ્યાય કે.કા. શાસ્ત્રીની મુખ્ય ઓળખાણ સાહિત્ય સંશોધક તરીકેની છે. તેની સાથે ઇતિહાસ સંશોધનમાં પણ એટલું જ વ્યાપક ખેડાણ કર્યું છે.

ઈ.સ. 1952 માં કે.કા. શાસ્ત્રીને રણજિતરામ સુવર્ણચંદ્રકથી નવાજવામાં આવ્યા. ઈ.સ. 1966 માં અખિલ ભારતીય સંસ્કૃત સંમેલન તરફથી રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણનના હસ્તે "વિદ્યાવાચસ્પતિ" ની પદવી એનાયત થઈ હતી. ઈ.સ. 1976 માં ભારત સરકાર દ્વારા 'પદ્મશ્રી' એવોર્ડથી સમ્માનિત કરવામાં આવ્યા હતા. તેમને 16 પદવીઓ, 9 એવોર્ડસ, 33 માનપત્રો અને 4 ચંદ્રકો પ્રાપ્ત થયેલ છે.[5]

કે.કા. શાસ્ત્રીનો "વિશ્વ હિન્દુ પરિષદ" સાથેનો નાતો એના સ્થાપનાકાળથી હતો. ગુજરાત વિશ્વ હિન્દુ પરિષદનું પ્રમુખ સ્થાન તેમણે સાંભળ્યું. 'વિશ્વ હિન્દુ સમાચાર' માસિકના તંત્રી પણ બન્યા અને તેમના પ્રયાસથી વિશ્વ હિન્દુ પરિષદનું પહેલું રાષ્ટ્રીય અધિવેશન સિધ્ધપુરમાં યોજાયું. શાસ્ત્રીજીના અવિરત પ્રયાસથી વિશ્વ હિન્દુ

પરિષદનું કાર્ય ગુજરાતના 7000 ગામડાઓમાં શરૂ થયું. ઈ.સ. 1982માં 77 વર્ષની ઉંમરે તેમણે અમેરિકામાં વિશ્વ હિન્દુ પરિષદના અધિવેશનમાં ભારતના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી. ત્યારપછી તેમણે અમેરિકન રેડ ઇન્ડિયનોના વિષયમાં સંશોધન પણ શરૂ કર્યું.

શાસ્ત્રીજી આમ તો સંશોધક. પરંતુ તેમનું કાર્ય સાહિત્યના સંશોધન પૂરતું સીમિત ન રહ્યું. તેમણે ઐતિહાસિક ક્ષેત્રે પણ ગહન સંશોધન કર્યું છે. તેમણે અનેક સ્થળોની મુલાકાત લીધી અને જહેમતપૂર્વક તામ્રપત્રો અને શિલાલેખો ઉકેલ્યા. શાસ્ત્રીજીની સફળતાનું રહસ્ય એ છે કે તેમણે જીવનની એક પણ ક્ષણ ખોટી વેડફી નથી.

આમ, આખી જિંદગી 'શ્રી કે.કા. શાસ્ત્રીએ સ્વાધ્યાય-સંશોધન-સંપાદન-અનુવાદ-વિવેચન ઇત્યાદી વિધ્વત પ્રવૃત્તિઓમાં વિતાવી છે. એમના તમામ ગ્રંથોનો ઇતિહાસ તપાસતા એમ કહી શકાય કે શ્રી કે.કા. શાસ્ત્રીએ સંશોધક-સંપાદક તરીકે ગુજરાતી ભાષા-સાહિત્ય અને ઇતિહાસ સંસ્કૃતિની બહુમૂલ્ય સેવા કરી છે.'

શાસ્ત્રીજીએ 102 વર્ષનું દીર્ઘાયુષ્ય ભોગવ્યું. 101 માં વર્ષે પણ તેમની યાદશક્તિ ટકોરાબધ્ધ હતી. તેમના આ સુસ્વાસ્થ્ય અંગે તેમને અવારનવાર એક પ્રશ્ન થતો કે 'આપની તંદુરસ્તીનું રહસ્ય શું?' શાસ્ત્રીજી સૌને એક જ જવાબ આપતા : 'કમ ખા , ગમ ખા :' સાદો અને હળવો ખોરાક જ એમને પસંદ હતો.

સાહિત્ય, સમાજ, ઇતિહાસ, નૃવંશવિદ્યા, પુરાતત્વ અને વ્યાકરણશાસ્ત્ર વગેરેના ક્ષેત્રે તેમનું પ્રદાન સદીઓ સુધી યાદ રખાશે. ટૂંકમાં, કે.કા. શાસ્ત્રી જેમની સામે આદરથી માથું નમી જાય તેવા ઊંચા ગજાના ઇતિહાસકાર હતા.[6]

**સંદર્ભસૂચિ**

1. શેલત, ભારતી, “સંશોધન સંપાદન : કેશવરામ કાશીરામ બાંભણિયા”, ‘ગુજરાત સંશોધન મંડળનું ત્રિમાસિક’, જુલાઈ-ડીસેમ્બર, 2011, પૃ. 27-28
2. રાવલ, પ્રફુલ્લ, “વિદ્યાવાચસ્પતિ કેશવરામ કાશીરામ શાસ્ત્રીની ચીરવિદાય”, બ્રહ્મર્ષિ કે.કા. શાસ્ત્રીજી, સ્મરણગ્રંથ-2 (શ્રદ્ધાંજલિ વિશેષાંક), અમદાવાદ, 2018, પૃ. 40-41
3. શેલત, ભારતી, “વિદ્યાપુરુષ કે.કા. શાસ્ત્રીજી : વિરલ અને અપ્રતિમ સંપાદક”, બ્રહ્મર્ષિ કે.કા. શાસ્ત્રી શતાયુરભિનંદન ગ્રંથ, ભો.જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ, પૃ. 119-121
4. હેતલ, વાઘેલા, “ગુજરાતનાં ઇતિહાસ અને સંસ્કૃતિનાં ક્ષેત્રનાં સંશોધનમાં ડૉ. ભારતીબહેન શેલતનું પ્રદાન”, ઇતિહાસ વિષયમાં પદવી માટે ગુજરાત યુનિવર્સિટીમાં રજૂ કરવામાં આવેલ લઘુશોધનિબંધ, અમદાવાદ, જુલાઈ, 2017, પૃ. 282
5. શેલત, ભારતી, “સંશોધન સંપાદન: કેશવરામ કાશીરામ બાંભણિયા”, ઉપર્યુક્ત, પૃ. 28-30
6. મહેતા, કૌશિક, “વિશ્વ હિન્દુ પરિષદ અને શાસ્ત્રીજી”, બ્રહ્મર્ષિ કે.કા. શાસ્ત્રીજી, સ્મરણ ગ્રંથ-2, અમદાવાદ, 2018 , પૃ. 77-78